

# જુલમી મુંજ



## નાટકના ગાયનો.



શ્રી સરદાર વિજય નાટક કંપની.

બાલાસીનોર.



આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦



સને ૧૯૨૪. સંવત ૧૯૮૦.



કીંમત રૂ. ૦—૪—૦

શ્રી.

# જુલમી મૂંજ

## નાટકનાં ગાયનો.

ી સરદાર વિજય નાટક કંપની.
બાલાસીનોર.

પ્રયોજક:—વ્યાસ શીવશંકર હરજીવન.
સાજણ ટીંબા-( ભાવનગર ).

પ્રકાશક—નૈયર, બાલાસીનોર.

આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.
સને ૧૯૨૪. સંવત ૧૯૮૦.

કીંમત રૂ. ૦-૪-૦.

ૐ તત્સત્ પરમાત્મને નમઃ

# લેખક....લેખકની મનસા.

જગતકી જાદુઈમેં દીખતીહે દાત્તારી
અવતારોંકી આરતિ અવનીપે ઉતારીહે
કીર્તિ મહારાનીકી શાન્ત હેં સુર જૈસી
ભોજકી ભલાઈ ભવરનમેં ભયહારી હૈ
હનસનકી રીત દેખો પ્રિત નિત પાનીસે
સંગ કોન દેત છેહ ઐસો ઉપકારી હૈ
કહત લાલ સુન ભૂપાલ કીરતકી કારકીર્દી
દાતારી અવતારી દાનેશ્વરોંકી દુલારી. હૈ

---

કોન હૈ ઐસો ભૂમંડલપેં ભોજ જૈસો
બિધ્યા બિલાસીબીર સાહિત સંસ્કારી હૈ
સોરઠસેં ચલા દીલ ઢુંઢનેકો દાનવીર
ગુર્જરમેં દીખા ફીર કહીં ભોજ અવતારી હૈ
ડાકુર કે ઠાકુરને કહા કે અબજાતું દીલ
બાલાસિનોર બાબીકું મીલ પરહીતમેં પરકારી હૈ
દરશ દેખ પાયો સુખ રૂપ ઈન્દ્રસેં અનુપ
ભૂપમેં જમીઅત ભૂપ ભોજસેં બડભાગી હૈ

---

દીલસેં આશીશ દેત હું, અચલ રહો તુમતાજ;
લાલ લેખ લીખ દેત હું, રખલો રાજન લાજ.

લી. સેવક,
**શીવલાલ હરજીવનનાં**
કુર્નિસ માન્ય કરશોજી.

# શ્રી જુલ્મી મૂંજ નાટક.

## મુખ્ય પાત્રોનાં નામ.

---

### પુરૂષ પાત્રો.

સિન્ધુલરાજ—ધારાનગરનો મહારાજા.

મૂંજરાજ—સિન્ધુલરાજનો નાનો ભાઇ (નુગરો સાપ)

ભોજરાજ—સિન્ધુલરાજનો કુમાર જગવિખ્યાત વિદ્યાવિલાસી દાનેશ્વરી મહારાજા ભોજ.

જયરાજ—મહારાજા સિન્ધુલરાજનો દિવાન (સત્યવક્તા.)

વચ્છરાજ—બંગાળ નૃપતિ (વફાદાર વિર માયાવી પુરૂષ)

વિરાંગણ—મારવાડ નરેશ (ભોજનો મામો.)

બલવીર—મારવાડ નરેશનો પ્રધાન

નાગરાજ—ખટપટીઓ ખુશામતિ સરદાર પાછળથી મૂંજનો દિવાન.

રમણ—ભોજનો મિત્ર (દિવાન જયરાજનો પુત્ર વૃજરાજ)

પ્રાગરાજ—મૂંજનો વૃદ્ધ અનુભવી સુસલાહકાર અમાત્ય.

મંચ્છારામ—મુંબઈ નોકરી અર્થે આવેલો બ્રાહ્મણ.

આણંદ }
પરમાણંદ } મંચ્છારામના પાડોશી વૈશ્ય પુત્રો.

એ સિવાય પ્રતિહાર, સિપાઇઓ ચોબદાર વિગેરે.

---

## સ્ત્રિ પાત્રો.

અપસરાઓ—દેવી વિભુતીઓ.

સાવિત્રિ—સિન્ધુલરાજની રાણી ભોજની માતા.

સુનંન્દા—મૂંજરાજની પૃતિવૃતા વીરનારી.

યમુના—દિવાન જયરાજની સ્ત્રિ.

લીલાદેવી—દિવાન જયરાજની પુત્રિ પાછળથી ભોજરાજની રાણી.

રમણી—સરદાર નાગરાજની પુત્રિ પાછળથી રમણની સ્ત્રી.

મોંઘી—ફેશનની ફીશીયારીમાં ફસાએલી મંચ્છારામની અજ્ઞાન સ્ત્રિ.

ગંગા—મોંઘીની પાડોસણ સદ્‌ગુણી બાઇ.

દયાકુંવર—બંગડી બજારમાં બેસી ભોળી અબળાઓને ફસાવનારી કૂલટા સ્ત્રી.

ચતુરાં—આણુંદની સ્ત્રિ.

એ સિવાય કંચનીઓ, સખિઓ, દાસીઓ, પાડોશણો વિગેરે.

ૐ તત્સત્ પરમાત્મને નમઃ

શ્રી.

# જુલમી મૂંજ નાટકનો ટુંક સાર.

પૂર્વ વૃતાન્ત--મહારાજા સિન્ધુલરાજની કચેરીમાં એક દિવસ કોઇ એક ભવિષ્યવેતાનું આવવું. મહારાજા સિન્ધુલરાજે પોતાના પુત્ર ભોજરાજના ભવિષ્ય વીષે પુછવું. ભવિષ્યવેતાએ ભોજની ભવ્યતાના વખાણ કરવાં. દીર્ઘાયુષ્ય સાથે દીર્ઘ ડહાપણ તથા યશકીર્તિની અમરતા આળેખવી, ભોજરાજના કાકા મૂંજરાજે મનમાં દ્વેશનો દારૂ પાથરવો. અને સમય પર ઈર્ષાની આગને દાવાનળ રૂપ બનાવવાનો દ્દઢ સંકલ્પ કરવો. "શેત્રુંજીમાં ગાગડીઓ" નગુણા નાગરાજનું દિવાન બનવાની અભિલાષામાં શઠ સાથે શકુની રૂપ થાવું અહીંથી નાટયનો પ્રારંભ થાય છે.

પ્રારંભમાં, અપસરાઓનું ઇશ્વર સ્તવન.

# અંક ૧ લો.

---

**પ્રવેશ ૧ લો-સ્થળ. ( મહારાજા સિન્ધુલરાજનો ખાનગી અવાસ. )** મહારાજા સિન્ધુલરાજે વૃદ્ધાવસ્થાને લઇ. રાજ્યની ઉપાધીથી અલગ થઇ સન્યસ્રમની ઈચ્છા કરતાં દેખાવું. કુમાર ભોજ વારસ હોવા છતાં પણ નિશ્વાર્થ ભાવે પોતાના ન્હાનાભાઇ મૂંજરાજને રાજય આપવાના વિચારમાં સમ્મત થવું. દિવાન જયરાજે આવી રાજાને તેમ નહી કરવા સમજાવવું, રાજાની હઠતાં, દિવાન જયરાજની સત્ય દ્રઢતા, અન્તે રાજાએ કોપાયમાન થઇ દિવાન જયરાજને નોકરી પરથી બરતરફ કરવો દાનાએ ડહાપણુતાથી દૂર થવું. બાદ રાણી સાવિત્રિનું આવવું. તેણે પણ રાજાને બહુ સમજાવવો. પરંતુ " વિનાશ કાળે વીપરીત બુદ્ધી " રાજાએ કોઇની શીખામણ ધ્યાનમાં ન લેવી. અચાનક બંગાળ નૃપતિ ખંડીઆ વચ્છરાજે આવી મૂંજના કોપના ખબર આપવા, ભલું કરતાં બુરાઇ આવવાથી રાજાને આઘાત. વચ્છરાજે વ્હેલાસર વિદાય થવા રાજાને સૂચવવું. રાજા રાણીએ રડતા હૃદયે સુરંગના રસ્તે ભાગી નિકળવું. સમયાનુંસાર મૂર્ખને મળી જઇ. દૂખીઆઓને બચાવવાના વીર વચ્છરાજના વિચાર. મૂંજનું આવવું, શિકાર છટકી જતાં નિરાશા.

ટેબલો.

**પ્રવેશ ૨ જો. ( મંચ્છારામની કોટડી. )** મુંબઇ કમાવા અર્થે આવેલા મંચ્છારામે ઉપાધીના ઉદ્દગાર સાથે નોકરી ઉપરથી ઘેર જમવા આવવું. ચાકરીની ચિન્તા સાથે ગૃહસ્થાશ્રમની આકરી ઉપાધીથી અકળાવું. બહાર બેસવા ગએલી તેની સ્ત્રી મોઘીનું આવવું. ફેશનની ફીશીઆરીમાં ફસાએલી મોઘીએ પોતાના ધણી પાસે છડા બંગડીઓની માગણી કરવી. મંચ્છારામે માયાને મનાવવી. સ્ત્રી હઠથી સુન્દરીનું રીસાવું. કજીઆનું મોં કાળું એ માફક ચીડાએલા મંચ્છારામે મોંઘીને મારવી. આડોશી પાડોશીનું એકઠા થવું. " ભવની ભવાઇનો ભવાડો. "

રમુજ.

**પ્રવેશ ૩ જો-સ્થળ. ( જંગલ સરોવર કિનારો )** દિવાન જયરાજની પુત્રિ લીલાદેવીનું પોતાની સખિઓ સાથે સરોવરની સહેલ માટે આવવું. અરસપરસ યુવતીઓનો શૃંગારીક વાર્તાલાપ. કુમાર ભોજ તથા તેના મિત્ર રમણનું આવવું. ચંદ્રચકોરીના પ્રેમની પ્રબળતા. ચતુર રમણની ચતુરાઇ. જોડીને નડતી છોડીઓને દૂર કરવા હોડીની રસી કીનારા પરના કડામાંથી છોડી દેવી. સખિઓનો ગભરાટ. લીલાદેવીનું અકળાવું. કુમાર ભોજરાજે બાળાને આશ્વાસન આપવું. બીજી હોડી લઇ સખિઓને બચાવવા કુમાર ભોજે રમણને મોકલવો. રમણનું જવું. સંયોગનો

સુયોગ મળતા બન્ને પ્રેમીઓએ સ્નેહામૃતનું પાન કરવું. બાળાઓને બચાવી રમણનું આવવું. શુદ્ધ ભાવનાથી છૂટાં પડી લીલાદેવી તથા સખિઓનું વિદાય થવું. અચાનક લશ્કરી ટુકડી સાથે વચ્છરાજે આવી કુમાર ભોજને કેદ કરવો. અચાનક આઘાત.

ટેબ્લો.

**પ્રવેશ ૪ થો–સ્થળ ( દિવાન જયરાજનું ગૃહ )**

પરવશતાનો પસ્તાવો કરતા દિવાન જયરાજનું દેખાવું. વચ્છ-રાજે આવી મૂંજના અત્યાચારના સમાચાર આપવા. અપ-માનિત થએલા દિવાનની બેપરવાઇ, વચ્છરાજે હારી ગએલા હીરાને વફાદારીની વાણી વડે સતેજ કરવો. દૂખીઆઓના દૂખમાં ભાગીદાર થવા દાનાનું દોરાવું. વચ્છરાજે કુમાર ભોજને બચાવવાની પ્રતિજ્ઞા લઇ વિદાય થવું. જયરાજની સ્ત્રિ યમુનાનું આવવું. સ્ત્રીને દરેક વાતથી વાકેફ કરવી. અબળાએ પ્રબળાપણું બતાવી પોતાના પતિને સંતાષવો. નાગરાજે આવી જયરાજને કેદ કરવો. સાચાનો સંતાપ જૂઠાનો જુલમ.

ટેબ્લો.

**પ્રવેશ ૫ મો–સ્થળ, ( મંચ્છારામની કોટડી )**

નોકરી ઉપરથી નિવૃતી સાધવા મંચ્છારામનું કોટડીએ આવવું. મોંઘીને ત્યાં નહી જોવાથી અવળચંડી સ્ત્રી માટે

અફસોસ કરવો. તેની પડોશણ ગંગાનું આવવું. મચ્છારામને ઉદાસ ઉભેલો જોઈ તેનું કારણ પુછવું. મંચ્છારામે પોતાની સ્ત્રી મોંઘીની મૂર્ખાઈ ગાવી. ગંગાનું આશ્વાશન. મોંઘીનું આવવું બહાર ગયાનું પુછતાં કુલટાએ કંકાસ શરૂ કરવો. ઢોંગી સ્ત્રીએ સ્ત્રી ચરિત્રના ચાળા કરતાં શરીરમાં વલગાડનો આવેશ બતાવવો. મંચ્છારામે આડોશી પાડોશીને એકઠાં કરવાં અને પોતે પણ ઢોંગી સામે ઢોંગી બની હનુમાનનો ભૂવો થંઈ મોંઘીને મારી હેઠી બેસાડવી. ચતુરનાં ચતુરાઈ.

હાસ્યરસ ભરપૂર.

**પ્રવેશ ૬ ઠો–સ્થળ ( દિવાન જયરાજનું ગૃહ. )**

પતિવીયોગે પરીતાપ પામતી દીવાન જયરાજની સ્ત્રી યમુનાનું અફસોસ કરતા દેખાવું. નિરાધાર લીલાનો કલપાન્ત. રમણનું આવવું. યમુના તથા લીલાને અધર્મીના અત્યાચારમાંથી બચવા કોઈ ગુપ્ત સ્થળે પહોંચાડવાનું કહેવું. યમુનાની અડગતા. સમય વિચારી ચાલવાની રમણની સલાહ તેવામાં નાગરાજનું આવવું, યમુનાને લાલચથી લલચાવી મૂંજના પક્ષમાં ભળવા સમજાવવું, પ્રતિવૃતાએ પાપીને સત્યનો પ્રત્યુત્તર આપવો, નાગરાજનો ક્રોધ. યમુના તથા લીલાદેવીને કેદ કરવાં, સિપાઈઓને હૂકમ, અબળાઓ ઉપર અત્યાચાર થતો જોઇ રમણનું ઉશ્કેરાવું તથા શમશેર લઈ

સામા થવું. પણ સીપાઇયોના હાથમાં પકડાવું. સમયસૂચક પુરૂષનું સીપાઇયોના હાથમાંથી નાસી છુટવું.

ટેબલો.

**પ્રવેશ ૭ મો. સ્થળ (પહાડ ભુવનેશ્વરીનું મંદીર)** વચ્છરાજે ભોજને બંધીવાન સ્થિતિમાં ભુવનેશ્વરીને ભોગ આપવા લાવવો. નિસ્પ્રહકુમારે રાજ્ય લાલશાને વખોડવી. નિશ્ચિંત મને મરવાનો દ્રઢ સંકલ્પ કરવો. વીરવચ્છરાજે વફાદારી બતાવી કુમાર ભોજરાજને બચાવવો, હિલે બળ્યા હેવી પુરૂષ ભોજે પોતાની જાંગ ચીરી લોહીના અક્ષરોથી પાંદડા પર લેખ લખી મૂંજને મોકલવો. ચીરેલી જાંગની વેદનાથી ભોજનું મુછિત થવું. વચ્છરાજનો ખેદ.

ટેબલો.



## અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો. સ્થળ. (બગીચામાં મૂંજની ખાનગી કચેરી)** પરમારવંશ પતિત રાજા મૂંજનું પોતાના દુષ્ટ કૃત્યમાં ભળનાર નાગરાજ તથા અન્ય ખુશામતિ સરદારોનાં સાથે દારૂ પીતાં દેખાવું. બાદ નાગરાજને દિવાનની પદવી આપવી તથા વચ્છરાજને ઓઢીયા પ્રાન્ત ઇનામમાં આપવો. કારાગૃહમાંથી દિવાન જયરાજ તથા તેની સ્ત્રી યમુનાને સન્મુખ બોલાવી પોતાના પક્ષમાં ભળવા સમજાવવું. સતિઆઓનો સત્યમાંજ મરવાનો દૃઢ સંકલ્પ. વચ્છરાજનું આવવું. કૃતિમ ભોજનું શીશ બતાવી શઠને સંતુષ્ટવો. મૂંજની મદાન્ધતા. ગર્વમાં કુલાઈ. ભોજનું શીશ દિવાન જયરાજને બતાવવું. સતિઆઓના કરૂણામય કલ્પાન્ત. યમુનાનું મૂર્છીત થવું, સત્યતામાં દૃઢતા.

ટેબલો.

**પ્રવેશ ૨ જો-સ્થળ-(મંછારામની કોટડી.)** મોંઘીથી કંટાળેલા મંચ્છારામે બળાપામાંથી બચવાનો ઉપાય રસ્તામાંથી ગોઠવીનેજ કોટડીએ આવવું. બિચારી કોટડીના નસીબમાં તો તાળુંજ હતું. ગંગાબાઈનું આવવું. બળેલા બ્રાહ્મણે ગંગા પાસે પોતાની દુર્દશા ગાવી. સુશીલ સ્ત્રીએ સદબોધથી શાન્ત કરવો. મરવાના ઢોંગથી ગંગાને માહી-

તગાર કરી. મોંઘીને બોલાવવા મોકલવી, મોઘીનું આવવું. મંચ્છારામનો મૃત્યુ ઢોંગ. નિર્દય નારીની નફ્ટાઇ. આડોશી પાડોશીનું આવવું. વરવનિતાના વરઓળા જોઇ સર્વનું ખુશી થવું.

ગમ્મત.

**પ્રવેશ ૩ જો. સ્થળ–(કારાગૃહ.)** દિવાન જયરાજનું કારાગૃહમાં કષ્ટમય સ્થિતિમાં કરૂણાકરને યાદ કરતાં દેખાવું. નાગરાજનું આવવું. દૂખીને વીશેષ દૂખરૂપ બોલથી બાળવો. બાદ મૂંજનું આવવું, જયરાજને ભય આપી પોતાના પક્ષમાં ભળવા સમજાવવો. સતિઆની સત્યતા. મૂંજે ઘાતકી હુકમ આપી ચાલ્યા જવું. બાદ વફાદાર વચ્છરાજ તથા કુમાર ભોજનું ગુપ્ત રસ્તેથી આવવું. વચ્છરાજને બે વચની થએલો જોઇ જયરાજે ફીટકારવો. વીરે વફાદારીમાં કુમારભોજને જયરાજ સમક્ષ હાજર કરવો. બન્ને દૂખીઆઓએ પોતાના માલીકને હર્ષાશ્રવથી વધાવવો. બાદ ભોજરાજે તથા વચ્છ-રાજે દિવાન જયરાજ તથા તેની સ્ત્રી યમુનાને ગુપ્ત રસ્તેથી લઇ જતાં પહેરાવાળાઓનું આવી ચઢવું. ભોજ તથા વચ્છ-રાજે તેમને ઠાર કરી ભાગી નિકળવું.

ટબલો.

**પ્રવેશ ૪ થો. સ્થળ–( મારવાડ નરેશનો ખા-નગી અવાસ )** મારવાડ નરેશને વિરાંગણુ તથા પ્રધાન

બલવીર વચ્ચે રાજ્યચર્ચા. ભટકતી હાલતમાં સાધુવેષે મહારાજા સિન્ધુલરાજ તથા રાણી સાવિત્રિએ આવી મહારાજા વિરાંગણને મળવા ઈચ્છા જણાવવી. માન સાથે પ્રવેશાવા વિરાંગણે બલવીરને હુકમ આપવો. બન્ને રાજવીરોનો અરસપરસ વાર્તાલાપ. નીકટનો સગંધ નિકળતાં બન્ને સંબંધીઓનું ભેટવું. વીતેલી બીનાનું વર્ણન સાંભળતાં વિરાંગણનો કોપ. પાપીનો પરાજય કરવા પરાક્રમીનું પરાક્રમ. બાદ રમણનું આવવું. અચાનક મહારાજા સિન્ધુલરાજનો ભેટો થવો. રમણે સર્વ કપટીના કારસ્થાન જાહેર કરવાં. વિરાંગણની પ્રતિજ્ઞા. લડાઈની તૈયારી. વીરની વીરતા.

**પ્રવેશ ૫ મો. સ્થળ-(બંગડી બજાર.)** મંચ્છારામે કોટડીએ આવી મોંઘીને નહી જોવાથી ગંગાને પુછતાં જવાબમાં માધવ બાગમાં નરનારાયણનાં દર્શને ગઇ છે. એમ કહેવાથી મંચ્છારામે પાછળ જવું. બંગડી બજારમાં ભાવિકનો ભેટો થતાં લલનાનાં લક્ષણ જોવા છુપાવું. દયાકુંવરની દુકાન ઉપર મોંઘીનું આવવું. લાલચુ મોઘીનું કૂલટાના ફંદામાં ફસાવું. બાદ સટોરીયા મદનલાલનું આવવું, ખોટા ડોળથી દયાકુંવરને આંજવી. બંગડીઓની વાત કરતાં મોંઘીને મેળવી આપવા દયાકુંવરનું બંધાવું. સંકેત સ્થાને લાવવાનું કહી મદનલાલનું જવું. મંચ્છારામે પણ પાપીઓનાં પાપથી માહીતગાર થઈ બદ કામનો બદલો આપવાના ઉપાય યોજતા જવું.

**પ્રવેશ ૬ ઠો-સ્થળ ( મૂંજના મહેલનો એક ભાગ )**—અનાથ બાળા લીલાદેવીનું આક્રંદ, શિયળના બચાવ માટે પ્રભુ પ્રાર્થના. નાગરાજે આવી અનેક ઉપાયે બાળાને સમજાવવી. સતિની શુદ્ધ શિયળતા. મૂંજની રાણી સુનંદાનું આવવું, પાપી નાગરાજને ધમકાવવો, નાગરાજનું મૂંજ પાસે જઈ પાપીએ તેને ઉશ્કેરવો. અચાનક દેવી પ્રકોપ વીર વિરાંગણનું તથા કુમાર ભોજ, વીર વચ્છરાજ, જયરાજ તથા રમણનું લશ્કર સાથે આવવું. અને બન્ને પાપાત્માઓને કેદ કરવા "કરણી તેવી પાર ઉતરણી ત્રાદૃશ્ય ફળ."

**ટબલો.**



## અંક ૩ જો.

---

**પ્રવેશ ૧ લો--સ્થળ** (કારાગૃહ)-પાપી મૂંજનું કારાગૃહમાં પોતાની કરણીનો પસ્તાવો કરતા દેખાવું, રમણનું રાત્રિને વખતે ભ્રમણ કરતા જેલ તરફ આવવું. પાપીઓની જેલમાંથી પલાયન થવાની યોજના. રમણે મદદ માટે વચ્છરાજને બોલાવવા ટેલીફોન કરવા જવું. દુષ્ટોએ કીલ્લો ઠેકવા દોરડા વતિ ચડવું. વીર વચ્છરાજ તથા રમણે અધર્મીઓનો અદ્ધરથીજં નાશ કરવો.

ટેબલો.

**પ્રવેશ ૨ જો-સ્થળ ( લીલાદેવીનો ખાનગી અવાસ )**—પતિ વીરહે વ્યાકુળ થએલી લીલાદેવીનું સખિઓ સાથે પ્રવેશવું, સખિઓની મીઠી મશ્કરી, ભોજ તથા રમણનું આવવું, સખિઓ તથા રમણને દૂર કરી બન્ને પ્રેમીઓનું મીલન. હૃદયગાંઠની ગ્રંથીમાં વધુ ગૂંથાવું.

**પ્રવેશ ૩ જો-સ્થળ ( મદનલાલનો બંગલો )**-ત્રીપુટીનાં સંકેત સ્થાનની મંચ્છારામે પ્રથમથી માહીતી મેળવી લીધાથી ચાની કીટલી તથા મીઠાઇની છાબડી લઈ ફેરીવાળા તરીકે દેખાવું. મદનલાલે ફેરીવાળા મંચ્છારામને બોલાવવો. બન્ને પ્રતિસ્પર્ધીઓ વચ્ચે વાતચીત. બાદ દયાકુંવર તથા મોંઘીનું આવવું, છડા બંગડીઓની માગણી,

મદનલાલના ખોટા ડોળની ખુવારી પરંતુ સટોરીઆએ દયાકુંવરને મદ્યલાળે વળગાડવી. ત્રણેનું આનંદમાં ચા ટીફીનમાં ગુંથાવું મીઠાઈમાં કેફી ચીજ હોવાથી ત્રણેનું બેભાન થવું. મંચ્છારામે સમયનો લાભ લઈ કામીઓનાં છરીથી નાક કાપીને બદકામ ન કરવાનો બોધ આપવો.

## કર્મ તેવું ફળ.

**પ્રવેશ ૪ થો. સ્થળ. ( વસંત વીહાર ગૃહ )** મદઘેલી લીલાનું સ્વપ્નાવસ્થામાં પોતાના પ્રિય સાથે પ્રેમ યુદ્ધ કરતાં અચાનક જાગવું. લૂંટારો લલનાને લૂંટી જવાથી. સખિઓ આગળ ફરીયાદ. વસંન્તની વિભુતિઓએ વીરતાના વીર બાણથી લીલાને લૂંટારા સામા થવા ઉશ્કેરવી લીલાનો પ્રેમોન્મદ ફરી લૂંટારા (ભોજનું) આવવું. સખિઓએ મદનસૂર બાણો લઇ સામા થવું. લીલાનું ફરી લૂંટાવું. સખિઓએ અનંગનાં આયુદ્ધો છોડવાં. વસંતના વિરહમાં બંન્ને પ્રેમીઓનો વસંતોત્સવ આનંદ બાદ દિવાન જયરાજ તથા યમુના દેવીનું આવવું. રમણ તરફ નજર કરતાં કોટમાં માદરડી દેખાતાં દેવી યમુનાનું ચોંકવું. જયરાજે યમુનાને પુછવું. કુદરતી માતૃભાવની ભાવનાં હૃદયમાં જાગવી. જયરાજે રમણને પુછવું રમણનું વિતક વૃતાન્ત આખરે પ્રધાન પુત્ર વૃજરાજ તરીકે જાહેર થઇ બંન્ને વૃદ્ધાત્માઓને સંતોષવા બાદ જાયરાજ, રમણ, યમુના વિગેરેનું જવું. સખિ-

ઓએ હારેલી લીલાને ચીડાવવી. લીલાનો સખિઓ ઉપર સ્મીત ક્રોધ, અરસપરસ યુવતિઓનો આનંદ.

**પ્રવેશ ૫ મો, સ્થળ–( ધારાનગરમાં ભોજને રાજ્યાભિષેક કરવાનો દરબાર )** મહારાજા સિન્ધુલરાજે કુમાર ભોજ રાજને રાજ્યાભિષેક કરવો તથા વૃજરાજને પ્રધાનપદે સ્થાપવો અને જયરાજની પુત્રિ લીલા સાથે કુમાર ભોજનો હસ્ત મીલાપ કરી આપવાનો જયરાજને હુકમ કરવો. બાદ સિન્ધુલરાજે નાગરાજની કન્યા રમણગૌરી સાથે જયરાજના પુત્ર રમણ (ઉર્ફે) વૃજરાજનો હસ્ત મીલાપ કરવો. તથા તેમને સદુપદેશ સત્યની વિભુતિઓનું સત્યના સુખદેખી હર્ષમાં ઉન્મદ બનવું. સત્યના ઉપાસક થઈ સચ્ચીદાનંદ અનુભવવો.

સત્યમેવજયતે

ૐ

શાન્તિ. શાન્તિ. શાન્તિ.

સમાપ્ત.



શ્રી.

# જુલ્મી મૂંજ નાટકનાં ગાયનો

---

## અંક ૧ લો.

૧.

અપસરાઓ— મંગળસ્તવન.

શ્રીપતિ શ્રીપતિ તું સુખકાર વિપત તાર
વિઘ્ન પાર તારક તું જગમાં તુંહી તુંહી દેવકીનંદન
તું ગુણ આનંદ ગુણ ભંડાર રીદ્ધી સીદ્ધ
અપાર દાત્તાર જગમાં તું શ્રીકાર નિરકાર
જુદભર સુખકર દૂખહર, જયકર
શ્રી વલ્લભ તારૂં નામ કૃષ્ણચંદ્ર
સુખદ શરણ સુમતિભરણ સકલ જગનો ઈશ્વર તું
વિધી થાકયા નેતિ કહી કિરતાર તુંહી તુજ પાર નહીં
પરીબ્રહ્મ પરીબ્રહ્મ બ્રહ્મ આનંદા પૂરણબ્રહ્મ
સૃષ્ટીનો આધાર સચરાચર વ્યાપક છો
તુંહી ઘનશ્યામ તુંહી ઘનશ્યામ તુંહી ઘનશ્યામ
ૐકાર ૐકાર અક્ષર અવીનાશી તું

સાવિત્રિ—　　　　２

અનુભવિયાં અનુભવે વાતો કરે,
અજ્ઞાનીઓ અજ્ઞાનમાં મરે............
શ્રુતિ સ્મૃતિને વેદતણી ગત, નિશદીન ધ્યાને ધરે.
શમ દમ આદિક યમ નિયમનાં આઠે અંગો કરે.
અગમ નિગમનો અનુભવ કરે કયમ લક્ષ ચોરાશી ફરે.
મન માધવમાં મેળવતાં સુધ્ય અમૃત રસતો ઝરે.

સિન્ધુલરાજ—　　　　૩

ભાઇએ અરે ભારી કરી, ભલાઈ કરતાં ભુંડાઇ ભરી.
નમેરાને દિલમાં દયા નાવી જરી,
પાયુ પય પાપીને પ્રેમે પ્યાલો ભરી.
ખરે ખળતા કરી, દૂષ્ટતા દિલ ભરી;
વેરીએ ઝેરી છરી શીરપરે ધરી.

મંછારામ—　　　　૪

ઘોંસરૂં આ સોંસરૂં નીકળીયું મુજને ભાઈ;
ભવરણમાં મુજ ભામાની તો ભાળજો ભવાઇ.
નખરા કરતી નાગણ જેવી, ફુંફાડા મારે છે એવી;
કરમ તણી આ કથની મારે કયાં કહેવી ઓ ભાઈ.
દર્શન બહાને ડાકણ દોડે, પર પુરૂષને ચિતમાં ચોડે;
વરઓળા આ વર વનિતાનાં જયાં ત્યાં જગે ગવાઈ.

છાનું છાનું ચોરીખાએ, સ્વામી પાસે ભુખી થાયે;
કામાની કુટીની કયાંયે, કપટ કળા ન કળાઈ.
શીખામણ સહુ ધ્યાને ધરજો, કુંવારા રહી સુખમાં ફરજો;
પરણીને પોંખાવા કરતા, વાઢાં રહેજો ભાઇ.

## લીલાદેવી, સખિઓ— ૫

જોબનમાં મદ ઘેલી,
સખિઓ નહી શરમાવો, છું વૃક્ષ વીનાની વેલીરે.
તરૂવર સંગે, રહી ઉમંગે, વિંટાઈ અંગે, વળજે તું વેલી.
આલિંગનથી અળગી ન થાતાં, છવરાજે તું છકેલીરે.
પથરાવું કયાં વૃક્ષ નથી જ્યાં, વિંટાઈ વ્હાલે વળશે કયાં વેલી.
વિરહ વહની બાળે મુજને, અકળાઉં હું અકેલીરે.

## ભોજ-લીલાદેવી— ૬

સાગર મારા આદર દઈ ના વિસરી જશો,
સુન્દીર સરિતે છલકાઈ હાં છલકી જશો;
વેગેથી વ્હેલા વળશું,
ભાવે ભામા મેળવશું.
હળશું મળશું એકાન્ત, ભાંગીશું ભ્રાન્ત;
હૃદય વિશ્રાન્ત.
સ્નેહે સમાઇને છલકીશું,
હાં સરિતે છલકી જજો.

ભોજ-લીલા-રમણ-સખિઓ. ૭

નિભાવજો સ્નેહ સાચો ઉરમાં ધારજો.
શશીવર સુન્દિર શ્યામ સલુણા, ચકોરી ના તરસાવશો;
વિરહઘેલી વનિતાને વ્હાલમ, અંતર ના અકળાવશો.
વેગ તમારો વામા વ્હેલો, વ્હાલમ ભણી વધારજો;
હૃદયપૃષ્ટપર પ્રેમપ્રતિમાં, પ્રિયે પ્રિતેથી પાડજો.
રમણ રંગીલાને રાધાવર, રમણી વિણ નવ રાખશો;
ભક્ત તમારા ભાવિકને નવ કુંવારો કકળાવશો.

જયરાજ— ૮

મન છોડી મમતા માયાતણી, કર પ્રિતે પ્રભુની સેવા;
પરવશતામાંહી પટકાણો, વયોવૃદ્ધતામાં પસ્તાણો.
તજી સર્વ જંજાળ પ્રિતેથી, ભજીશ દયાનિધી દેવા........
સત્ય કહેતા શઠ કહેવાણો, કરી કરીમાંનો હું કમાણો;
કૃષ્ણ કૃષ્ણ કહી એક ચિતેથી ભજીશ દયાનિધી દેવા.

મંછા-મોંઘી-પાડોશીઓ- ૯

હાક પડે હનુમાનની હરદમ,
દેવી પધારે દુવારકા;
હાઉ, હાઉ, હાઉ, હાઉ, એ ઓતાર તારો ઉતારકા.
મારોનાં બહુ મુજને માવા, નિવેદ મારે નથી ખાવા;
જાવાના કરૂછું દાવા, શીદ કરોછો ખુવારકાં.
ઓમા મારોનાં લેતિજા

હનુમાનની હડફેટે ચડશે, મોઢાભર એ ઉંધો પડશે;
નડશે આપો બજરંગ બાપો, ભુલ તારી ન સુધારશો.
એમાં મારોનાં લેતિજા

યમુના— ૧૦

નાવ થયુ નિરાધાર, હવે શું કરૂ કિરતાર,
નાવિક ન્યારો થયો મુજ પ્યારો અંતરનો આધાર.
પાપી પવનના પછાડે પડીયાં,
ખડક ખુવારી તણાં ખુબ નડીયાં;
કરૂણાનિધી કિરતાર, તારો બેડલી અમ ભવપાર.
તારૂ બની બેલી ત્રિકમ તારો, અનાથ એથે રહી ઉગારો;
શરણાંગત શરણુ સ્વિકાર, ભિડભંજન તું ભયહાર.

ભોજ— ૧૧

અંકમાં હશે આંકેલું, વિધીએ ત્રિવીધ ટાંકેલું
વચન બ્રહ્મવરનું ઘેલું,
વિદેહી વન વન રખડે, કૈકૈય તણી બુદ્ધી બગડે;
રઘુવીર રખડે વગડે.
દશાનન ભાગ્ય લખેલું, પડયું પડતીમાં પહેલું.
ફરસો ગૃહી પરશુ કોપે, ભિષ્મ આમન્યા લોપે;
અમ્બાલી ચડી પ્રકોપે,
કૈરવ મુખ કપટે બોલ્યું, પાન્ડવ દુઃખ દઈ શીર ડોલ્યું.

ભોજ— ૧૨

તમો તૃષ્ણાને પરહરજો, મૂંજ રાજ્ય સુખેથી કરજો;
દુંપદ હૈયેથી તમે હરજો, ધરણીનો ધોખો નવ ધરજો.
વસુધા વિલાસ વરણી, માનધાતા નૃપને પરણી;
ગણી નાર વિશ્વાસ ન ભરજો.
દશાનનની દશાજ માઠી, કરી ગઇ કૌરવ ગૃહ નાઠી;
પાંન્ડવ દુઃખ દેખી દિલે ડરજો.

અંક ૧ લો-સમાપ્ત.



## અંક ૨ જો.

---

### દરબારીઓ— ૧૩

હાં હાં રે પ્રેમે પીયો શરાબનો શીશો,
જેમાં દેવતણો છે હિસ્સો, હિસ્સોરે
તર હોય કદી જો ખીસ્સો
મદિરા પીતાં નવ બીશો
પ્યાલા ઉપર પ્યાલા ઢીચો ઢીચો રે
લાલે લાલમ લાલા થાશો
મસ્તિમાં બહુ મલકાશો
બાપુ બોટલથી નવ બીશો, બીશોરે.

### મંચછા–મોંઘી–પાડોશીઓ. ૧૪

દેવના તો દર્શન થાય ભાઈ ચાલો
મનખો મોંઘીનો ધૂળ ધાણી થાય
દુઝાણું વાઝાણું માગો દિકરા દિકરી સૌ કોઇ માગો
બંગડીઓથી બીતાં ભાગો, છઠાની તો તૃષ્ણા ત્યાગો
આશા કરશે અવળી એનું કાળું મોઢું થઈ જાય.
માફ માગને મોંઘી ઘેલી, પડ પ્રભુના પગમાં પહેલી
આશા મનથી દે તું મેલી દેવ તણિ તું થઈ જા ચેલી
માફ કરોને દેવ દયાળુ નથી જોતું મુજને કાંઇ.

જયરાજ. ૧૫

સત્યને સમજુ સાચું નાણું
જુઠાઈમાં હું જરા નવ જાણું
હરિશ્ચંદ્ર થઇને હારીઓ અવધપુરીનો રાય.
મરતાં સુધી મૂકી નહી સત્ય તણી પ્રતિષ્ઠાય.
ગહન ગતિમાં ગાયું ગોવિન્દનું ગાણું (૩)
અર્પ્યું શીશ અવિનાશીને ચેલૈયે સત્ય માંહય
માત તાત મલકાઇને ખાંડે ખારણુ માંહય
ભૂધર ભોળવવા ભર્યું ભાવેથી ભાણું

વિરાંગણ-સિન્ધુલ. ૧૬

સંહારૂ અસી સાહી અરી ક્ષણ માંહય
મારીશ મતિમંદ મૂંજ મદાન્ધી ન ગુણ નાગ કરૂ ઠાર
પાપી પ્રપંચી પુલસ્તીઓને પહોંચાડું યમ દ્વાર
ટેક ન તજુ મારી રોળીશ રણમાંહ્ય
બન્ધુ સમજી બાંધીઓ બેવળ વાળો દોર
કસાઇ થઇને કાપીઓ શઠતાનો કરી શોર
પહોંચાડું પર લોકે પાપી પલ માંહ્ય.

મંચ્છા-મદન-દયા— ૧૭

આવજો મારા સરિખું કામકાજ કહાવજો
લાવજો પેલી મોઘીને મળવા લાવજો
મોંઘી મત વાલીને મીલાવું ચાલીને
હેતેથી વ્હાલીને મળજો દિલ સાજ

સુખેથી માણીને પ્રિતીથી જાણીને પ્રેમના પ્યાલા પીજો રસરાજ
ફાંકડી ફાયદો થાશે ઇલાયદો વાયદાથી વ્હેલી વળજે મુજ માટ
છડા દયે શોભાવી ચુડી લ્યે લોભાવી સારા ઘડાવ્યા છે
પંજાબી ઘાટ.
મારશે મંન્છો તાકી તમંચો ખુબીના ખત્તરાવી ગોથાં છ સાત
સુધારૂ છરીથી ઉગે ન ફરીથી દીકરી દયલી તારૂં તો નાક.

**લીલાદેવી—** ૧૮

રટુ હું રામ તારૂં નામ, રઘુવર પ્રભુ મારા.
દીનનાથ તું દયાળ શિયળ માહારૂં સંભાળ
અબળા છું હું અબળ બાળ સહાય કરોને છોગાળા.
ગાયની તું કરને વાર અંતર્યામી આવી ઉગાર
માગું મદદ હું મોરાર, આવોને મોહન પ્યારા.

**સુનંન્દા—** ૧૯

મળશે અનિતિ બદલો, કામી કુનિતી બદલે
જમડા જુલમથી ઝડપી જાશે જુલમને બદલે
તુજ ન્યાય નિરખશે ન્યાઇ કરણીની તરણી માંડી
પાપપૂંજ પૂર્ણ પ્રજળશે કુકર્મ કરણી બદલે
ચડતાં પૂંનર્કની પગથી અંધકાર દેખીશ દ્રગથી
વિષધર વિંછુઓ ડંસશે, પાપી પ્રપંચો બદલે
હુંપદ હશે ન સાથે પણ કર્મ લેખ સાથે
લખ ચોરાશી રખડશે ભરણિનાં ભરણાં બદલે

**અંક ૨ જો-સમાપ્ત.**

## અંક ૩ જો.

---

લીલાદેવી-સખીઓ— ૨૦

વિરહતણા વરશાદમાં ઝરમર ઝરમર વરશે વાદળી,
સરિતા મળશે સાગર સંગે અતિ વેગે ઉતાવળી.
વાંકા ચુંકા વિઘન વળોટી તુજ માટે રણમાં આળોટી,
કરો ના કસોટી પ્યારા સાગર મારા.
સ્નેહે સમાવોને દારા.
ધીરજ ધર સરિતા મદઘેલી, રહેજે સાગર સંગ છકેલી,
દોડી અલબેલી અલી, પહોંચીને પહેલી.
જાજે સાગરમાં રેલી.

ભોજ લીલાદેવી— ૨૧

હૃદસરનાં રમનારા મારા મનગમતા મહેમાન,
મહેમાનીની મહેમાનીમાં લ્યો આરોગો પાન.
વર્ષોએ વાચ્રીશું વ્હેલાં સાચવજો સન્માન,
આપી સુધારસપાન મનની માની મહેમાન.
માનિતા દેજો માન.
આપીશ હું અદકાં અલબેલી,
સ્નેહ ભરી છોળો થકી મહેમાનીનાં સન્માન;

## મંચછા, મદન, મોંઘી, દયા—૨૨

પકડયા છે બદમાશો બદ કામી ખત્તા ખાશો,
પાપી પ્રપંચે પાપમાં પડી બહુ પસ્તાશો;
કર્યું કાજ બુરૂં આજ જેથી કાપી નાખ્યા નાક,
કરશો ના કોઇ કરણી આવી થશે બૂરા અમ જેવા હાલ;
જાઓ બદનામી બતલાવો જગમાં કરણી તણા હેવાલ.

## લીલા-સખીઓ— ૨૩

મોંઘેરૂ મુલ મારૂં લઇને ગયો,
પ્યારો પ્રિતમ પરદેશી પરવશ કરી ગયો;
પ્રેમનું બાણ ખેંચી કમાન વ્રેહના તીર ભેદી શરીર,
લાખેણું લૂંટારો લૂટી ગયો.
ના અકળાતું ઓ અલબેલી ચોરાઇ ગઈ કહે,
શું શું ચીજ શું ભદ્રા કથ લૂટી ગયો.

## લીલા સખિઓ— ૨૪

અલબેલો નિરખ્યો અંતરનો સખિ સ્વપ્ન મહીં
મોહન મુજ મનનો
પાલવ ખેંચી મુજને સાહી ચુંમ્બન કીધું કપોલ માહી
અતિશય અકળાવી અલબેલે
હરાવી હતાશ કરી છકેલે

શ્વાસો છલકાય ઉર અતિ અકળાય
મુખ અતિ મલકાય દીલમાં કંઈ થાય

## ભોજ-લીલા-સખિઓ— ૨૫

વરણાગી આવે વ્હાલમો વ્હાલાને વશ કરજો
પીયુ પ્રિત વશની રીતનાં આયુદ્ધ કર ધરજો
ચતરંગ સેના સંગ માયા મોહની મોહે ભરી
વશ કરવાને વરણાંગીઓ વિનયથી ઉચરજો
ચિત્ત ચોર ચાતુર મોરને રસ રીતથી રીઝાવશું
કર પલ્લવોથી પ્રાણને પ્રેમેથી ઉર ધરજો
છલકીશું સુન્દીર છોળથી સાગર મહીં સ્નેહે કરી
સુખમાં સમાજો સુન્દરી છબીલાને છેતરજો.

## ભોજ-લીલા-સખીઓ— ૨૬

લૂંટે લૂંટારો લાખેણો લ્હાવ કરી પરવશ મને પ્રિત
થકી આજ
અધર અધરથી મુખ અભડાવે આલીંગનથી ઉર અકળાવે
મોંઘેરાં મૂલ મારાં લૂંટે રજરાજ.
દૂર રહેજો વૃજના વાસી હસતામાં થઈ જાશે હાની
લૂંટો ના લાડી લખલૂંટે રસરાજ.
લૂંટે લૂંટારો રસીકલીલાને ઉરથી અડકી ઉર્મીલાને
થાઓ સાવધ સંગાથે છે વસંત સાજ.

લીલા-સખિઓ— ૨૭

મનના મનોરથ ફળશે, સરિતા સાગરમાં ભળશે.
નાહોલીઓ નટવર મળશે, કોકીલનો કલરવ કળશે.
ઝરતાં જોબનના મદ ઝરણાં વ્હાલમ વિણુ નવ વળશે.
મદન તણો તન તાપ આકળો, બ્હેની કયારે ટળશે.
પાજે પ્રિતીના પય પ્યાલા, પ્રિતમ પ્રેમે પળશે.
ઉછળી અલબેલો અલી, તારા ઉર ઉપર ઉછળશે.

દરબારી— ૨૮

રાજતાજ તપો સદા અજર અમ ઉપર.
સિન્ધુલરાજ મહારાજ રહો અમર
પાળી પ્રજાને પ્રિતેથી પોષજો પરમ વર
ન્યાય નીતીવંત થાજો કીર્તિવંત.
ધારી ખંત પુણ્યપંથ પેખજો પરમવર.

ડેન્સ.

કંચનીઓ— ૨૯

યમુનાં ત્રટ પર નાચત નટવર
બાજત બાંસરીયાં
બ્રહ્મનાદ સુનકે બૃજબાલા
બન ગયે બાવરીયાં

મોર મુકટ મૃકરા કૃત કૂંડળ
પિત્ત પિતામ્બરીયાં
બાજત થન ગન થન ગન છૂમ છૂમ
પાવન ઝાંઝરીયાં
ગુન ગાવે સબ દેવ ગગનસેં
કીરતે કીન્નરીયાં
ભાગ બડા બૃજ ગ્વાલનકા સંગ ખેલે સાવરીયાં

અંક ૩ જો

## સમાપ્ત.

ૐ

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



# જાહેર ખબર.

નીચે લખેલા નાટકોના ઓપેરા જે સાહેબોને જોઈએ તેમણે શ્રી સરદાર વિજય નાટક કંપનીના મેનેજરને મુ. બાલાસીનોર કાગળ લખવાથી તેમને મોકલી આપવામાં આવશે.

| | | |
|---|---|---|
| ૧ | શ્રી નવલકાન્તા નાટકનાં ગાયનો. | ૦—૪—૦ |
| ૨ | શ્રી સ્નેહી શત્રુ નાટકનાં ગાયનો. | ૦—૪—૦ |
| ૩ | શ્રી ચંદ્રવિલાસ નાટકનાં ગાયનો. | ૦—૪—૦ |
| ૪ | શ્રી અલકકુમારી નાટકનાં ગાયનો. | ૦—૪—૦ |
| ૫ | શ્રી ભેદ ભુલવણી નાટકનાં ગાયનો. | ૦—૪—૦ |
| ૬ | શ્રી સરદારવિજય નાટકનાં ગાયનો. | ૦—૪—૦ |
| ૭ | શ્રી જુલ્મી મૂંજ નાટકનાં ગાયનો. | ૦—૪—૦ |

સૂચના—જે સાહેબોએ ઓપેરા મંગાવવા હોય તેમણે ઓપેરાની કીંમત તથા ટપાલ ખર્ચ આગળથી મોકલી આપવો.

લી. મેનેજર.

શ્રી સરદારવિજય નાટક કંપની.

મુ. બાલાસીનોર (ગુજરાત.)